# ऋंग उधारनो झगडो.

ક. દલપતરામ ડાહ્યાભાઈએ બનાવેલો.

તે

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ છપાવી

પ્રસિદ્ધ કર્યો.


અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીંટીંગ અને જનરલ
એજનસી કંપની "લીમીટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપ્યો.

આવૃત્તિ સાતમી.

સન ૧૮૭૨      સંવત ૧૯૨૮

કિંમત અર્ધો આનો.

# अंगउधारनो झगडो.

જે ગરજુ માણસ હોય છે, ને તેને કરજે નાણું જોઇતું હોય ત્યારે તે સાહુકારને ઘેર જઇને કેવો ગરજવાન થઇને બોલે છે, ને પોતાનો અર્થ સર્યા પછી કેવો જવાબ દે છે. એ વિષેની હકિકત નીચે લખ્યા પ્રમાણે છે.

### દોહરા.

પ્રથમ નમું ગણનાથને, વિનવું વારંવાર;
ઝગડો અંગઉધારનો, શુણજો સહુ નરનાર. ૧
સાહતણે ઘેર સંચર્યો, ગરજુ દરદી જંત;
અંગઉધારે આપશો, એક મ[1]સવાડો ધંન. ૨
અર્થ સુધારો એટલો, છે તમ સરખું કામ;
સોવાસા પખવાડિયે, દેશું પૂરા દામ. ૩
તો ફરિ લેવા આવશું, જુઓ કરી એકવાર;
આગળથી એક માસનું, વ્યાજ ધરૂં આઠાર. ૪
આપો અમને આ સમે, જાણી કીધા ન્હાલ;
જોઇએ ત્યારે માગજો, જોઇએ નાણાં કાલ. ૫
માણસ જોઇને ધીરજો, કઠણ સમો છે આજ;
જગત બધું ખૂટલ થયું, કરજો જોઇને કાજ. ૬
આગળથી શું ઓચરૂં, જુવો અમારી વાત;
દેવું જ્યારે છૂટશું, સુખે ઊંઘશું રાત. ૭

---

૧ મહિનો.

લીધે કંઇ જીત્યા નહીં, જુવો કરી વિચાર;
લઇને પાછું આપિયે, તો ચાલે વેહેવાર. ૮
માસ પછી તો આવશે, નાણું છે આ માલ;
નહિ તો પણ નહિ કાપિયે, બેઠા કેરી ડાળ. ૯
બિજે કહ્યું એક બેજણે, લહો અમારૂં ધન;
શીદ રળાવું કોઇકને, એમ વિચારૂં મન. ૧૦

## ચોપાઇ.

બોલ્યો ગરજુ એવા બોલ,
સાહતણું મન થયું ઢમઢોલ;
દીધા ખત માંડીને દામ,
કીધું ગરજૂએ નિજકામ. ૧૧
અથ સર્યો ને ગરજજ ટળી,
નામ લહે નહિ સામો મળી;
જાણે સાહ વધે છે વ્યાજ,
ગરજુ ગણે થયું મુજ કાજ. ૧૨.
એમ કરતાં એક વર્ષજ થયું,
આપો નાણું સાહે કહ્યું;
ધીરજ રાખિ કરો ઘરકાજ,
હમણાં જાઓ વધે છે વ્યાજ. ૧૩
તમથકિ અમને ચિંતા ઘણી,
હાલ નથી નાણું અમ ભણી;
આવશે નાણું હાથે ચડી,

વણ માગ્યા દેશું તે ઘડી. ૧૪
સહુ પેહેલા ભરશું તમ તણા,
ભાઇ તમે ટાળી છે. મણા;
વ્યાજ વધાર્યાનો નથિ ખાંત;
દિધા વિના નહિ થાય નિરાંત. ૧૫
સુજ્યો તળાઇમાં સૂએ જઇ,
નાણું તમારૂં રેહેશે નહીં;
કાળા ચોરના કાઢશું તે વંત,
હશે જેના લોઢાના દંત. ૧૬
નહિતો જાતે વેચાઈ આપશું,
તો બિજિ વાર લેવા આવશું;
માગે સાહ દિનમાં એકવાર,
એમ કરતે વીત્યાં વર્ષ ચાર. ૧૭
ત્યારે સાહ લેવાને ગયા,
આપો રૂપિયા બમણા થયા;
રૂપિયાનું નહિ લેશો નામ,
હાલ નથી રૂપિયાનો ઠામ. ૧૮
ઠામ નથી તો મારો શો વાંક,
તુંતો રહ્યો સદાયનો રાંક;
કહું તને કરીને પરણામ,
આપો હવે અમારા દામ. ૧૯
આપિશ તોપણ લેઇશું અમો,

નહિ ચાલે નાપાડે તમો;
એ રીતે કહ્યું બહુજ પ્રકાર,
બોલ્યો ગરજુ તેણીવાર. ૨૦

દોહરો.

ગરજૂ બોલ્યો તાહરે, સાંભળ સાચી વાત;
કયાંઇ ન જવાશે ચોરવા, હોયતો દઇએ ભ્રાત. ૨૧
સાહ ત્યાંહાં ગરજૂ થઇ, બોલ્યો થઇ લાચાર;
ભાઇજી આપોતો વળી, દેઈશું બીજી વાર. ૨૨
એ નાણું આવ્યા તણો, નહિ સૂઝ્યો ઉપાય;
ત્યારે પોતે લાંઘવા, ગરજુને ઘેર જાય. ૨૩
ચૂલામાં જળ રેડિયૂં; બેઠો કઠણ થઈ સાય;
દિધા વિના તું જો જમે, નરેશી વસ્તૂ ખાય. ૨૪
ઘર તારૂં લાંઘે સહુ, લાંઘું બેઠો હુંય:
લિધા વિના ઉઠું નહીં, નિશ્ચે જાણે તુંય. ૨૫
સાહે ગાળો રીસમાં, દીધી ત્યાં દશવીશ;
તે સાંભળતાં તુરત તે, ચડી ગરજુને રીસ. ૨૬
અહિંતો આડી શેરીની, ધૂળ પડી તે લેય;
કર કરવાનું હોય તે, કહેવું હોય ત્યાં કહેય. ૨૭
નથિ બિહિતો તારા થકી, આ ઘર લૂટી લેય;
મળશે ત્યારે આપશું, દશ દિન બેશી રેહેય. ૨૮
સાહ કહે શુણ કુતરા, ઘણું બોલમાં ઘૂડ;
તારા ઘરમાં રાખજે, આડી શેરીની ધૂળ. ૨૯

છે જાતે દેવાળિયો, લેઇ નથી દેતો ધંન;
લેતાં લાગ્યું સોહલું, દેતાં ધ્રૂજે તંન. ૩૦

### ચોપાઈ.

સાહુકાર કહેછે.

શું કાંઇ તારા ચાકર છૈયે,
જે તારે ઘેર ફેરા દૈયે;
આપશ શુંછે વાંઝિયાનો માલ,
લેશું બમણાં ધન હાલ હાલ. ૩૧
એક હાથે માથાના વાર,
એક હાથે મોટી પેંજાર;
મારિશ ચાર ગણી બે કહું,
નાણું તો એ રીતે લહું. ૩૨
બોલ્યો ગરજુ શુણિ એ વેણુ,
આભવ તો નથિ લેણુ ને દેણુ;
ખોટિ કમાઇના હશે તે ગયા,
મારા નશીબના ખાવા થયા. ૩૩
કુતરાની પેઠે શું ભસે,
નાણાં તો તારા ઘરમાં હશે;
તારૂ મોતછે મારે હાથ,
જઇશ ગોળ ફટકડીને કવાથ. ૩૪
એમ કરતે લાંઘણ થઇ ત્રણ,
સાહે જાણ્યું આવ્યું મરણ;

ધણિ ઘરનો ખાય છાનું ધાન,
સાહ ન પામે અન્ન ને પાન. ૩૫
સાહ ગયો ઘરમાં કરી રીસ,
મારી લાત ગરજુને શીશ;
આવ્યા પાડુએ તે ઘડી,
ગડદાની તરફીટજ પડી. ૩૬
જોવા મળ્યું ત્યાં સઘળું ગામ,
સાહને કહે તને રૂઠ્યા રામ;
આપ્યાછે તેમજ લઈ જાણુ,
આમ કિધે નવ થાય વખાણ. ૩૭
સાહ કહે હજી મારો વાંક,
ભાઇયો મને અપાવો કાંક;
વચ્ચે પડ્યા પછિ વષીદાર,
મુદલ મુદલનો કિધો વિચાર. ૩૮
ગરજુ કહે કાંધાં કરો બાર,
સાહ કહે કાંધાં કરો ચાર;
જો બાઇ મુળગા પામશું દામ,
ફરી વિચારી કરશું કામ. ૩૯
વર્ષે કાંધું પૂરૂં થાય,
ટંટો એટલો એટલો મચાય;
સમજુ સુણિને કરી વિચાર,
એવા નહિ કરશો વેપાર. ૪૦

### દોહરો.

રાખિ ધરેણું રોકડું, આપે નાણું જેહ;
સોમણ કેરે ગાદલે, સુખે ઊંઘશે તેહ. ૪૧
ઉધારે તે આપજો, જેનું ચાલે જોર;
આરબ બેસે આવીને, કરે કબજ ઘર ઢોર. ૪૨
સગપણમાં કે સ્નેહમાં, દેણા લેણા દામ;
અંતે હેત રહે નહી, કરજો જોઇને કામ. ૪૩
જર જોરૂ ત્રીજી જમિન. ક્લેશ તણાં ઘર એહ;
સાખ સહીત લખત વિના, વાત ન કરિયે તેહ. ૪૪
ઉપજ વિચારી આપણી, કરિયે ખરચ સદાય;
સારે નરસે કારજે, નહિ કરિયે ફુલાય. ૪૫
જે ખરચે દેવું કરી, મોટો મૂરખ એહ;
લોક વખાણે એક દિન, કરે વગોણાં તેહ. ૪૬
ઝગડો અંગઉધારનો, શુણી હરખે સાહ;
જાતે ચોર દેવાળિયા, દિલમાં ધરશે દાહ. ૪૭
વાતો શુણી વિચારજો, ક્રોધ ન કરશો લેશ;
રૂદિયામાં ધરિ રાખજો. ડાપણનો ઉપદેશ. ૪૮
કરજો કામ વિચારથી. નહિ કરશો ફુલાય;
સમો વિચારિ ચાલશો, થાશો સુખી સદાય. ૪૯
ઓગણીસેંને ચારના, મહા સુદિ પંચમિ નામ;
તે દિન ઝગડો દાખિયો, દ્વિજવર દલપતરામ. ૫૦

સમાપ્ત

### દોહરો.

એક રામ ચઢતાં ગયું, રાવણ કેરૂં રાજ;
સોળ રામ શિરપર ચઢે, કહો રહે કયમ લાજ. ૧